॥ अर्हम ॥

# सूरीश्वर अने सम्राट्.


કર્તા

મુનિરાજ વિદ્યાવિજય.



પ્રકાશક

શ્રીયશોવિજય જૈનગ્રંથમાળાના વ્યવસ્થાપક મંડળ તરફથી

શેઠ પ્રેમચંદ રતનજી

તથા

શેઠ ચંદૂલાલ પૂનમચંદ.

ભાવનગર.

વીર સં. ૨૪૪૬. સં. ૧૯૭૬.

કિં. ૨-૮-૦

# ઉત્સર્ગ.

પરમપૂજનીય ગુરૂવર્ય

શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરિ

મહારાજના કરકમલમાં

ભક્તિપૂર્વક સાદર

સમર્પણ.

# વિષયાનુક્રમ.

# પ્રસ્તાવના.

જૈન સાધુઓએ ગૂર્જરસાહિત્યની સેવા અને રક્ષા કરવામાં સૌથી વધારે ભાગ ભજવ્યો છે; એ વાત વાર્તમાનિક સાક્ષરોને હવે એકી અવાજે કબૂલ કરવી પડી છે; પરન્તુ તેની સાથેજ સાથે જૈનસાધુઓએ દેશની સેવા કરવામાં પણ કાંઇ ઓછો ભાગ નથી લીધો, એ વાતથી હજૂ મ્હોટો ભાગ અજાણ્યો છે. કલિકાલસર્વજ્ઞ **શ્રીહેમચંદ્રાચાર્ય** અને એવા બીજા અનેક જૈનાચાર્યો થઇ ગયા છે કે-જેમની કાર્યાવલીનું સૂક્ષ્મદૃષ્ટિથી અવલોકન કરીએ તો—એ સ્પષ્ટ જણાઇ આવે છે કે-તેમની સમસ્ત જીવનયાત્રા દેશના કલ્યાણના કાર્યોમાં જ વ્યતીત થઇ હતી. પ્રાચીન જૈનાચાર્યોનું એ દૃઢતા પૂર્વક માનવું હતું કે—“ **દેશના કલ્યાણનો આધાર અધિકારિયોની-સત્તાધારિયોની અનુકૂળતા ઉપર રહેલો** છે.” અને તેઓનો વિશ્વાસ હતો કે—“ **લાખો મનુષ્યોને ઉપદેશ આપવામાં જે લાભ સમાયેલો છે, તે લાભ એકજ રાજાને પ્રતિબોધવામાં રહેલો છે.** ” આ મન્તવ્ય અને વિશ્વાસથીજ તેઓ માન-અપમાનની દરકાર કર્યા સિવાય પણ રાજ્ય-દરબારમા પ્રવેશ કરતા અને રાજા-મહારાજાઓને પ્રતિબોધતા કયા તે પ્રાચીન સદિયોમાં પણ જૈનાચાર્યોની આવી ઉદારતા, અને કયા આ જાગતી-જીવતી વીસમી સદીમા પણ કેટલાક જૈનસાધુઓની સંકુચિતતા ! !

પ્રાચીન સમયમા દેશકલ્યાણના કાર્યમાં ભાગ લેનારા જે જે જૈનાચાર્યો થઇ ગયા છે, તેઓમા **હીરવિજયસૂરિ** પણ એક છે. સોળમી શતાબ્દીમાં થઇ ગયેલ **હીર**વિજયસૂરિએ, જૈનસમાજનેજ નહિ; પરન્તુ ભારતવર્ષની સમસ્ત પ્રજાને—તેમા ખાસ કરીને ગુજરાતની પ્રજાને તો મહાન્ કષ્ટોમાથી બચાવવાનો જે ભગીરથ પ્રયત્ન કર્યો હતો, અને તેમાં પોતાના શુદ્ધચારિત્ર અને પુરૂષાર્થથી જે સફળતા મેળવી હતી; એ વાતથી જનતાનો મ્હોટો ભાગ અજ્ઞાત જ છે. જે થોડા ઘણા જૈનો, **હીર**વિજયસૂરિના જીવનથી જાણીતા છે, તેમણે માત્ર એકપક્ષીય-ધાર્મિક દૃષ્ટિએજ સૂરિજીનું જીવન જાણેલું હોવાથી, વસ્તુતઃ તેઓ પણ **હીર**વિજયસૂરિને ઓળખી શક્યા નથી, એમ કહીએ, તો તેમા લગારે

ખોટું નથી. હીરવિજયસૂરિ, ભલે **અકબર**ના દરબારમા એક **જૈનાચાર્ય** તરીકે દાખલ થયા હોય અને ભલે તેમણે પ્રસંગોપાત્ત **જૈન**તીર્થોની સ્વતંત્રતા માટે **અકબર**ને ઉપદેશ આપી પટા કરાવ્યા હોય, પરન્તુ ખરી રીતે **હી**રવિજયસૂરિનો ઉપદેશ **અકબર**ના રાજ્યની તમામ પ્રજાને સુખ ઉપજાવવા સબંધીજ હતો, એ વાત હીરવિજયસૂરિના જીવનને સંપૂર્ણ રીતે અવલોકન કરનારથી કહ્યા સિવાય રહી શકાય તેમ નથી. **જીજીયા વેરો** દૂર કરાવવો, લડાઇની અંદર પકડાતા મનુષ્યોને મુક્ત કરાવવા (બંદીમોચન), અને મરેલ મનુષ્યનુ ધન નહિ ગ્રહણ કરવાનો બંદોબસ્ત કરાવવો—એ વિગેરે કાર્યો કેવલ જૈનોના જ હિતના નહિં હતા, કિન્તુ સમસ્ત પ્રજાના હિતનાં હતાં. શા માટે ભૂલાય છે ? **ભાર**તવર્ષની સમસ્ત પ્રજાના આધારભૂત ગાય-ભેંસ-બળદ અને પાડાનો વધ સર્વથા બંધ કરાવવો, પક્ષિયોને પાંજરાઓમાથી મુકત કરાવવા, જંગલોની શોભા સમાન હરિણાદિ પશુઓનો શિકાર બંધ કરાવવો અને તેના આખા રાજ્યમા એક વર્ષની અંદર જુદા જુદા દિવસો મળીને ૭ મહીના સુધી જીવહિંસા બંધ કરાવવી, એ પણ સમસ્ત પ્રજાના કલ્યાણનાજ કાર્યો હતા, એમ કહેવામા શુ ખોટુ છે ? જે પશુવધને માટે આજ સમસ્ત **ભાર**તવાસિયો પોકાર કરી રહ્યા છે, છતા બંધ થતો નથી, તે પશુવધ એક માત્ર હીરવિજયસૂરિના ઉપદેશથીજ બંધ થયો હતો, એ શું ઓછુ જનકલ્યાણનું કાર્ય કહી શકાય ? **આવા** મહાન પવિત્ર જગદ્ગુરૂ **શ્રીહીરવિજયસૂરિજીના વાસ્તવિક જીવનચરિત્રથી** જનતાને **વાકેફ કરવી, એજ આ પુસ્તકનો મુખ્ય ઉદ્દેશ્ય** છે, અને આ ઉદ્દેશ્યને ધ્યાનમા રાખીનેજ આ પુસ્તક લખવામા આવ્યુ છે.

ઇ સ. ૧૯૧૭ ના ચાતુર્માસમા, જ્યારે સુપ્રસિદ્ધ ઇતિહાસકાર **વિન્સેન્ટ. એ. સ્મીથ**નુ બનાવેલુ '**અકબર**' મારા જોવામા આવ્યું અને તેમા **અકબર**ની કાર્યાવલીમા હીરવિજયસૂરિને પણ કેટલેક અંશે ન્યાય મળેલો મેં જોયો, ત્યારે મને એ વિચાર ઉદ્ભવ્યો કે—માત્ર ધાર્મિકદૃષ્ટિએ જ નહિ, પરન્તુ, ઐતિહાસિક અને ધાર્મિક બન્ને દૃષ્ટિએ હીરવિજયસૂરિ અને **અકબર**ના સબંધને લગતુ એક સ્વતંત્ર પુસ્તક લખવું જોઇએ. આ વિચારથી મેં તેજ ચાતુર્માસમા આ વિષયને લગતા સાધનોનો સંગ્રહ અને કાર્યનો આરંભ શરૂ કર્યો. જો કે—કાર્યની શરૂઆતમા મને સ્વપ્નમા પણ એ ખ્યાલ ન્હોતો આવ્યો, કે—હું આ વિષયમાં

આટલું લખી શકીશ. પરન્તુ ધીરે ધીરે જેમ હું આ વિષયમાં ઊંડો ઉતરતો ગયો અને મને બહોળા સાધનો મળતા ગયાં, તેમ તેમ મારૂં આ કાર્યક્ષેત્ર વિશાળ થતું ગયુ, અને તેનુ પરિણામ એ આવ્યુ કે—જનતાની સમક્ષ મારા આ ક્ષુદ્રપ્રયાસનું ફળ ઉપસ્થિત કરતા મને લાંબા સમયનો ભોગ આપવો પડ્યો. અને તેમા પણ ખાસ કરીને અમારા સાધુધર્મના નિયમ પ્રમાણે એક વર્ષમા આઠ માસ પરિભ્રમણ કરવાના કારણે આ પુસ્તકને પૂરૂ કરવામા આશાતીત સમય લાગી ગયો.

આ પુસ્તક લખવામાં જ્યા સુધી બન્યું ત્યા સુધી કોઇ પણ વિષયની સત્યતા ઇતિહાસથી જ પુરવાર કરવાનો પ્રયત્ન કરેલો છે અને તેટલા માટેજ હીરવિજયસૂરિના સંબધમા,કેટલાક લેખકોએ લખેલી એવી બાબતો, કે—જે માત્ર સાભળવા ઉપરથીજ વગર આધારે લખી દેવામા આવેલી, તે બાબતોને આ પુસ્તકમા સ્થાન આપ્યુ નથી માત્ર હીરવિજયસૂરિએ અને તેમના ચોક્કસ શિષ્યોએ તેમના ચારિત્રના બળથી—ઉપદેશથી અકબર ઉપર જે પ્રભાવ પાડ્યો, અને જે બાબતોને જૈનલેખકોની સાથે બીજા લેખકો પણ કોઇ ને કોઇ રીતે મળતા થયેલા છે, તેજ બાબતોને પ્રધાનતયા મેં આ પુસ્તકમા સ્થાન આપ્યુ છે. પુસ્તકના વાચકોને એ જણાઇ આવશે કે—માત્ર ચારિત્રના બળથી—પોતાના ઉપદેશના પ્રભાવથી હીરવિજયસૂરિ અને તેમના શિષ્યોએ અકબર જેવા મુસલમાન સમ્રાટ્ ઉપર કંઇ ઓછો પ્રભાવ નથી પાડ્યો ? અને તેનુજ એ કારણ હતુ કે—અકબરનો અને જૈનોનો સબધ માત્ર અકબરની હયાતી સુધીજ નહોતો રહેવા પામ્યો; પરન્તુ તે પછી ૪—૫ પેઢીયો સુધી—અર્થાત્ જહાગીર, શાહજહાન, મુરાદબક્ષ, ઔરગજેબ અને આઝમશાહ સુધી ઘનિષ્ઠ સંબંધ ચાલુ રહ્યાનાં પ્રમાણો મળે છે. એટલુજ નહિ, પરન્તુ અકબરની માફક તેમણે પણ કેટલાક ફરમાનો નવા કરી આપ્યા હતાં.તેમ અકબરે આપેલા કેટલાક ફરમાનોને તાજાં પણ કરી આપ્યા હતા.આવા કેટલાક ફરમાનોના હિન્દી અને અંગરેજી અનુવાદો બહાર પણ પડી ગયા છે.તે ઉપરાત અમારા વિહાર દરમીયાન ખંભાતના પ્રાચીન જૈનભંડારો તપાસતા સાગરગચ્છના ઉપાશ્રયમાથી અકબર અને જહાંગીરનાં છ ફરમાનો (જહાગીરના એક પત્ર સાથે) અકસ્માત્ અમને પ્રાપ્ત થયા. દિલગીર છું કે તે છ ફરમાનો પૈકીનુ એક ફરમાન, કે જે જહાગીરનું આપેલુ છે, અને જેમા વિજયસેનસૂરિના સ્તૂપને માટે ખભાતની પાસેના અકબરપુરમા ચંદુ સંઘવીના કહેવાથી દશ

વીઘા જમીન આપ્યાની હકીકત છે, તે ફરમાન ઘણું જીર્ણ થઇ ગયેલું હોવાથી અને તેનો ગુજરાતી અનુવાદ નહિ થઇ શકવાથી આ પુસ્તકમાં આપી શકયો નથી. તે સિવાયના પાંચે ફરમાનો કે-જે આ પુસ્તકમા લખેલી કેટલીક હકીકતોને પુષ્ટ કરે છે, અનુવાદો સાથે આપવા ભાગ્યશાળી નિવડ્યો છું.

આ પ્રસગે એ કહેવું જરૂરનું સમજું છું કે-યદ્યપિ અકબર પછી ઠેઠ આઝમશાહ સુધી જૈનોનો-જૈન સાધુઓનો સંબંધ મુસલમાન બાદશાહો સાથે ચાલુ રહ્યો હતો, પરન્તુ તેમા પણ ખાસ કરીને જહાંગીરની સાથે તો અકબરના જેટલોજ સબધ રહ્યો હતો, અને તે વાત આ પુસ્તકના પૃ. ૨૩૮ મા વર્ણવેલ ભાનુચંદ્રજી અને જહાંગીરના સમાગમના પ્રસંગ ઉપરથી તેમજ પરિશિષ્ટ ङ મા વિજયદેવસૂરિ ઉપર લખેલ જહાંગીરના પત્ર ઉપરથી સારી રીતે જોઇ શકાય છે. આવી રીતે જહાંગીર તપાગચ્છના સાધુ ભાનુચંદ્રજી અને વિજયદેવસૂરિ વિગેરેનેજ ચાહતો હતો, એમ નહિ, પરન્તુ ખરતરગચ્છના સાધુ માનસિંહ, જેમનું પ્રસિદ્ધ નામ જિનસિંહસૂરિ હતુ અને જેમનો પરિચય આ પુસ્તકના પૃ ૧૫૪ મા કરાવવામા આવ્યો છે, તેમની સાથે પણ જહાંગીરનો સારો સંબધ હતો. જો કે પાછળથી ગમે તે કારણે પણ જહાંગીરનો તેમના પ્રત્યે અભાવ થયો હોય, એમ જહાંગીરે પોતે લખેલા પોતાના આત્મવૃત્તાન્ત-'તોજકે જહાંગીરી' ના પહેલા ભાગ ઉપરથી જોવાય છે.

આ પુસ્તક લખવાનો મુખ્ય ઉદ્દેશ્ય હીરવિજયસૂરિ અને અકબરનોજ સબધ બતાવવાનો હોવાથી અકબર પછીના બાદશાહો સાથેના જૈનસાધુઓના સંબધને બતાવવાની મે ચેષ્ટા કરી નથી. જો કે-એમ તો મારે કહેવુંજ પડશે કે-આ વિષયમા મને જેમ જેમ વધારે વાંચવાનું અને જાણવાનું મળતું ગયુ, તેમ તેમ પાછળથી એવી કેટલીએ આવશ્યક બાબતો મને જણાઇ કે-જે આ પુસ્તકમા આપવી જરૂરની હતી, તેમાની બની તેટલી બાબતોનો તો હું ઉમેરો કરી શકયો છુ, જયારે બીજી કેટલીએક બાબતો ન છૂટકે જેમની તેમ રાખી મૂકવાને બાધ્ય થવું પડયું છે. અને એ વાત ઇતિહાસના અભ્યાસિયોથી અજાણી નહિજ હોય કે-ઇતિહાસ એક એવી વસ્તુ છે કે-તેમા જેટલા વધારે ને વધારે ઊંડા ઉતરવામા આવે, તેટલુ વધારે ને વધારે નવું જાણવાનું મળે છે.

આ પુસ્તક એક ઐતિહાસિક પુસ્તક છે, એ વાત હું પહેલાં કહી ચૂક્યો છુ. તેમ છતા પણ ઇતિહાસના વિષયની નિરસતાનો અનુભવ આ પુસ્તકના વાચનારાઓને કરવો ન પડે, એ માટે પણ મારાથી બનતો પ્રયત્ન કર્યો છે. મારૂં એ નમ્ર મન્તવ્ય છે કે—એક રાજાની પ્રજા પ્રત્યે કેવી ભાવનાઓ હોવી જોઇએ અને રાજામાં કયા કયા દુર્ગુણોનો અભાવ અને સદ્ગુણોનો સદ્ભાવ હોવો જોઇએ; એનો ખ્યાલ ઉત્પન્ન કરવાને આ પુસ્તકમાં આલેખેલું અકબરનું ચરિત્ર–ચિત્ર જેમ જનતાને અતિ ઉપયોગી થઇ પડશે, તેવીજ રીતે એક સાધુનો–ધર્મગુરૂનો અરે, એક આચાર્યનો સમાજના અને દેશના કલ્યાણ સાથે કેટલો ઘનિષ્ઠ સંબંધ રહેલો છે, અને એક સંસારી મનુષ્ય કરતા એક ધર્મગુરૂને માથે કેટલી વધારે જવાબદારી રહેલી છે, એ વાત સમજવાને, આ પુસ્તકમાં વર્ણવેલ આચાર્ય હીરવિજયસૂરિજીના પ્રત્યેક બનાવો ખરેખર આશીર્વાદરૂપ થઇ પડશે.

હું દિલગીર છુ કે—જે મહાન્ પ્રભાવક આચાર્યવર્ય પ્રત્યેના ભક્તિભાવને લઇને હું આ પુસ્તક લખવા પ્રેરાયો, તે મહાન્ પુરૂષનું ( હીરવિજયસૂરિનું ) અસલી ચિત્ર મને કયાંયથી પણ મળી શકયુ નહિં; અને તેથી તેવું ખાસ ચિત્ર આપવાને હું નિષ્ફળ નિવડયો છું, તો પણ સહર્ષ જણાવીશ કે—આચાર્ય હીરવિજયસૂરિના નિર્વાણ થયા બાદ થોડાજ સમયમાં બનાવેલી તેમની પાષાણની મૂર્તિનાં દર્શન મેં લગભગ ચારેક વર્ષ ઉપર કાઠિયાવાડમા આવેલ મહુવા ગામમા કરેલાં, તેજ મૂર્તિનો ફોટો લેવરાવી મેં આ પુસ્તકમા આપવા પ્રયત્ન કર્યો છે. જો કે, મૂર્તિના ઉપર કેટલેક સ્થળે ગૃહસ્થોએ ચાલતી આવતી અજ્ઞાનજન્ય રૂઢીના લીધે ચાદીના ટીલાં ચોંટાડીને મૂર્તિની વાસ્તવિક સુંદરતામા કૃત્રિમતા કરી નાખી છે, તો પણ હીરવિજયસૂરિના ચિત્રનો અભાવ, આ ચિત્રથી દૂર થશે, એમ હું અવશ્ય માનુ છું. હીરવિજયસૂરિની મૂર્તિના ફોટામા ખાસ એક વિશેષતા છે. તે એ કે—તેની નીચે ખાસ એક શિલાલેખ છે, કે-જે મૂર્તિ સંબંધી કેટલીક માહિતી આપે છે. તે સમ્પૂર્ણ લેખ આ પ્રમાણે છે —

" **१६५३ पातसाहि श्रीअकबरप्रवर्त्तित सं० ४१ वर्षे फा० सुदि ८ दिने श्रीस्तंभतीर्थवास्तव्य श्रा० पउमा ( भा० ) पांची नाम्न्या श्रीहीरविजयसूरीश्वराणां मूर्त्तिः का० प्र० तपागच्छे ( च्छे ) श्रीविजयसेनसूरिभिः** "

આ લેખ ઉપરથી એમ માલૂમ પડે છે કે—હીરવિજયસૂરિના નિ-
ર્વાણ પછી બીજાજ વર્ષે ખંભાતનિવાસી **પઉઆ** અને તેની સ્ત્રી **પાંચી**
નામની શ્રાવિકાએ આ મૂર્ત્તિ કરાવેલી અને તેની પ્રતિષ્ઠા **વિજયસેન-
સૂરિએ** કરી હતી.

આ સિવાય આ પુસ્તકના બીજા નાયક **અકબર** અને તેના પ્રધાન
મંત્રી **અબુલફજલનાં** ચિત્રો **ઈંડિયા ઑફિસ લાયબ્રેરી**માંથી **ડૉ. એફ.
ડબલ્યુ. થોમસે,** પૂજ્યપાદ પરમગુરુ શાસ્ત્રવિશારદ–જૈનાચાર્ય **શ્રીવિજય-
ધર્મસૂરીશ્વરજી** મહારાજશ્રી ઉપર મોકલી આપી, તેઓ આ પુસ્તકની
શોભામાં વધારો કરવાના કારણભૂત થયા છે, અતએવ તેમને ધન્યવાદ
આપ્યા વગર રહી શકતો નથી.

વર્ત્તમાન જમાનામાં પ્રસ્તાવનાને પુસ્તકનું ભૂષણ સમજવામાં આવે
છે. અતએવ આ પુસ્તક માટે પ્રસ્તાવના કે ઉપોદ્ઘાત લખવાનું કામ
મારા કરતાં કોઇ ગૂર્જર સાહિત્યના **સાક્ષર** પાસે કરાવવામાં આવે, તો
તે પુસ્તકને યોગ્ય ન્યાય આપી શકે, એ વિચારથી મારી દૃષ્ટિ ગુર્જર-
સાહિત્યના સમર્થ લેખક ખ્યાતનામા **શ્રીયુત કન્હૈયાલાલ માણેકલાલ
મુનશી** બી. એ. એલએલ, બી. એડવોકેટ તરફ ગઇ. જો કે—તેઓ
એટલી બધી વિશાળ પ્રવૃત્તિમાં ગુંથાએલા રહે છે કે—જેના લીધે તેમને
આ કામ સોંપવામાં મને ઘણોજ સંકોચ થતો હતો. પરન્તુ 'તેમના જેવા
તટસ્થ લેખક જ મારા આ પુસ્તકના ગુણ–દોષોને બતાવી શકશે,' એ મન્ત-
વ્યથી જ્યારે મેં તેઓને આ કામ માથે લેવા માટે સાગ્રહ કહ્યું, ત્યારે
તેઓ પોતાની સજ્જનતા બતાવ્યા સિવાય રહી શક્યા નહિં, અને પોતાને
અસાધારણ કાર્ય રહેતું હોવા છતાં, ઉપોદ્ઘાત લખવાનું કામ માથે
લીધું અને કરી પણ આપ્યું. **મુનશીજી**ની આ સજ્જનતા માટે હું કયા
શબ્દોથી તેમને ધન્યવાદ આપું, તે કંઇ સમજી શકાતું નથી.

આ પ્રસંગે ખંભાતની હાઇસ્કૂલના હેડમાસ્તર **શાહ ભોગીલાલ
નગીનદાસ** એમ. એ. ને ધન્યવાદ આપવો ભૂલીશ નહિં કે, જેમણે પો-
તાની હાઇસ્કૂલના પરશીયન શિક્ષક પાસે, આ પુસ્તકમાં આપેલાં ફરમા-
નોનો ગુજરાતી અનુવાદ કરાવી આપ્યો છે. અને મુંબઇની એલ્ફીન્સ્ટન
કૉલેજના સુપ્રસિદ્ધ પ્રોફેસર **શેખ અબ્દુલકાદર સરફરાજ** એમ. એ. ને

પણ તેટલોજ ધન્યવાદ ઘટે છે, કે જેમણે પ્રરિશ્રમ લઇને ફરમાનોના તે અનુવાદો બરાબર તપાસી આપ્યા છે. આ ઉપરાન્ત **જૂનાગઢની બહાઉદ્દીન** કૉલેજના **પ્રો. એસ. એચ. હોડીવાલા** એમ. એ. નુ નામ પણ મારે ભૂલવુ જોઇતું નથી, કે જેઓએ આ પુસ્તકનાં છપાતા ફ્રામોં તપાસી મને કેટલીક ઐતિહાસિક સૂચનાઓ કરી વધારે વાકેફ કર્યો છે.

છેવટ—હું એક વાતની સ્પષ્ટતા કરવી જરૂરની સમજું છું. તે એ કે- જો આ પુસ્તક લખવામા **ઇતિહાસતત્ત્વ મહોદધિ ઉપાધ્યાયજી શ્રીઇંદ્રવિજયજી મહારાજ**ની મને સંપૂર્ણ સહાયતા ન મળી હત, તો મારા જેવો અંગરેજી, ફારસી અને ઉર્દૂનો બિલકુલ અનભિજ્ઞ માણસ આ પુસ્તક લખવામા કોઇ પણ રીતે ફળીભૂત થઇ શકતે નહિં અને તેટલા માટે તેઓશ્રીનો શુદ્ધ અંતઃકરણથી ઉપકાર માનવા સાથે એ સ્પષ્ટ જણાવીશ કે–આ પુસ્તકના યશના ભાગી પ્રધાનતયા **તેઓશ્રી જ છે.** તે સિવાય શાન્તમૂર્તિ આત્મબંધુ **શ્રીમાન્ જયન્તવિજયજી**નો પણ ઉપકાર માનવો ભૂલીશ નહિં, કે જેઓ પ્રૂફો શોધવામા મને મદદગાર થયેલ છે

પુસ્તકના ભૂપણસ્વરૂપ **ઉપોદ્ઘાત** લખવાનુ કામ જયારે શ્રીયુત **મુનશી**જીએ કરી આપ્યું છે, ત્યારે પ્રસ્તાવનામા ઉપર્યુક્ત વક્તવ્ય સિવાય મારે કહેવાનું બીજું શું હોઇ શકે ?

ગોડીજીનો ઉપાશ્રય, પાયધુની,
**મુંબઇ,**
અક્ષયતૃતીયા, વીર સં. ૨૪૪૬.

**વિદ્યાવિજય.**

———·———

# ગ્રન્થસૂચી.

## આ પુસ્તકમાં નિમ્ન લિખિત ગ્રન્થોની સહાયતા લેવામાં આવી છે.

## જૈન ગ્રન્થો.

—∞—

( ગુજરાતી )

१ **હીરવિજયસૂરિરાસ**—કર્ત્તા શ્રાવક કવિ ઋષભદાસ. વિ. સં. १६८५
२ **લાભોદયરાસ**—કર્ત્તા પં. દયાકુશલ. વિ. સં. १६४९
३ **કર્મચંદ્ર ચોપાઇ**—કર્ત્તા પં. ગુણવિનય વિ. સં. १६५५
४ **જૈનરાસમાળા ભા. १ લો**—મોહનલાલ દલીચંદ દેસાઇ સંપાદિત.
५ **તીર્થમાળા સંગ્રહ**—શા. વિ. શ્રીવિજયધર્મસૂરિસંપાદિત ( છપાય છે. )
६ **ઐતિહાસિકરાસ સંગ્રહ ભા. ૩ જો** ,, ( છપાય છે. )
७ **શ્રીવિજયતિલકસૂરિ રાસ, બે અધિકાર**—કર્ત્તા પં. દર્શનવિજય સં. १६७९ તથા १६९७.
८ **અમરસેન-વયરસેન આખ્યાન**—કર્ત્તા શ્રીસંઘવિજયજી. વિ. સં. १६७९
९ **ઐતિહાસિક સજ્ઝાયમાળા. ભા. १ લો.** મારી સંપાદિત
१० **મલ્લીનાથ રાસ**—કર્ત્તા ઋષભદાસ કવિ. વિ. સં. १६८५
११ **ખંભાતની તીર્થમાળા**—કર્ત્તા કવિ ઋષભદાસ
१२ **ખંભાતની તીર્થમાળા**—કર્ત્તા મતિસાગર. વિ. સં. १७०१
१३ **પટ્ટમહોત્સવરાસ**—કર્ત્તા પં. દયાકુશલ. વિ. સં. १६८५
१४ **હીરવિજયસૂરિ શલોકો**—કર્ત્તા પં. કુંઅરવિજય.
१५ **દુર્જનશાલ બાવની**—કર્ત્તા કૃષ્ણદાસ. વિ. સં. १६५१
१६ **હીરવિજયસૂરિ કથાપ્રબંધ**
१७ **પટ્ટાવલી સજ્ઝાય**—કર્ત્તા પં. વિનયવિજય.

૧૮ **जैन श्वे. गुर्जरकाव्यसंचय**—શ્રીયુત જિનવિજયજી સમ્પાદિત ( છપાય છે. )

૧૯ **શિલાલેખ સંગ્રહ**—શ્રીયુત જિનવિજયજી સંપાદિત ( છપાય છે. )

૨૦ **પ્રાચીન લેખ સંગ્રહ**—શા. વિ. શ્રીવિજયધર્મસૂરિ મહારાજ સંપાદિત ( છપાય છે. )

૨૧ **પ્રશ્નોત્તર પુષ્પમાલા**—મહારાજ શ્રીહંસવિજયજીલિખિત.

૨૨ **હીરવિજયસૂરિ સજ્ઝાય**—કર્ત્તા વિવેકહર્ષ, કવિરાજ હર્ષાનંદના શિષ્ય.

૨૩ **પરબ્રહ્મપ્રકાશ**—કર્ત્તા વિવેકહર્ષ

૨૪ **હીરવિજયસૂરિ રાસ**—બનાવનાર કર્ત્તા વિવેકહર્ષ સં ૧૬૫૨

૨૫ **વિજયચિંતામણિ સ્તોત્ર**—કર્ત્તા પંડિત પરમાનંદ. વિજયસેનસૂરિના શિષ્ય.

૨૬ **મહાજન વંશ મુક્તાવલી**—શ્રીયુત રામલાલજીગણિકૃત.

( સંસ્કૃત )

२७ **हीरसौभाग्य काव्य सटीक**—कर्त्ता पं. देवविमल.

२८ **विजयप्रशस्ति काव्य सटीक**—कर्त्ता पं हेमविजय टीकाकार पं. गुणविजयगणि. टीका सं १६८८

२९ **जगद्गुरु काव्य**—कर्त्ता प. पद्मसागर.

३० **कर्मचंद्रचरित्र**—कर्त्ता प. जयसोम सं. १६५०

३१ **गुर्वावली**—कर्त्ता मुनिसुंदरसूरि

३२ **कृपारसकोश**—कर्त्ता शान्तिचन्द्र उपाध्याय

३३ **सोमसौभाग्य काव्य**—कर्त्ता प. प्रतिष्ठासोम. सं. १५२४.

३४ **तपागच्छपट्टावली**—कर्त्ता रविवर्धन

३५ **तपागच्छपट्टावली**—कर्त्ता पं. धर्मसागरजी.

३६ **तपागच्छपट्टावली**—कर्त्ता उपाध्याय मेघविजयजी.

३७ **सूर्यसहस्र नाम**—कर्त्ता उपाध्याय भानचंद्रजी

( પ્રકીર્ણક. )

૩૮ **જૈનશાસનનો દીવાળીનો અંક.**

૩૯ **પ્રશસ્તિસંગ્રહ**—પરમગુરુમહારાજસંગૃહીત.

૪૦ તપાગચ્છના આચાર્યોની નોંટો—પૂજ્યપાદ આચાર્ય મહારાજશ્રી-સંગ્રહીત.
૪૧ કોન્ફરન્સ હેરલ્ડનો ઐતિહાસિક અંક.

## જૈનેતર ગ્રન્થો.

### ( ગુજરાતી. )

૪૨ **મીરાતે એહમદી**—પઠાણુ નીઝામખાન નરખાનનો અનુવાદ.
૪૩ **મીરાતે સિકન્દરી**—આત્મારામ મોતીરામ દીવાનજીનો અનુવાદ.
૪૪ **મુસલમાની રીયાસત**—સૂર્યરામ સોમેશ્વર દેવાશ્રયીનો અનુવાદ.
૪૫ કાઠિયાવાડ સર્વ સંગ્રહ.
૪૬ **મીરાતે આલમગીરી**—કર્તા શેખ ગુલામમોહમદ આબીદમિયાં સાહેબ.
૪૭ **અકબર**—ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીવાળું.
૪૮ **ફાર્બસ રાસમાળા**—રણછોડભાઈ ઉદયરામના અનુવાદ.

### ( હિન્દી )

४९ सीरोही राज्यका इतिहास - श्रीयुत रायबहादुर गौरीशंकर हीराचंद ओझा कृत.
५० अकबर ( इन्डीयन प्रेस-अलाहाबादवाला )
५१ अकबर ( ग्वालीयरवाला )
५२ सम्राट् अकबर—पं. गुलजारीलाल चतुर्वेदी-अनुवादित.

### ( बंगाली. )

५३ भारतभ्रमण—श्रीवङ्कटेश्वर प्रेसमें मुद्रित.
५४ सम्राट् अकबर—श्रीवङ्किमचन्द्र लाहिडी बि. एल. प्रणीत.
५५ समसामायिक भारतेर उनविंश खण्ड. योगेन्द्रनाथ समाद्दारसंपादित.
५६ 'भारतवर्ष' मासिकपत्रिका।

### उर्दु.

५७ दरबारे अकबरी—प्रो. आजादकृत.

## ENGLISH.

58 Akabar by Vincent A. Smith.
59 The Emperor Akabar translated by A S Beveridge Vols I & II.
60 Akabar by a Graduate of the Bombay University.
61 Akabar translated by M M with notes by C. R. Markham
62 The History of Aryan Rule in India by E B. Havell
63 Al-Badaoni Vol I translated by George S A Ranking. & Vol II translated by W H Love
64 Akabarnama translated by Beveridge Vols. I, II & III
65 Ain-i-Akabari Vol I translated by H Blochmann & Vols II & III by H S Jarrett
66 The History of Kathiawad by H W. Bell
67 Dabistan translated by Shea and Troyer
68 Travels of Bernier translated by V A Smith
69 The History of India as told by its own Historians by Elliot & Dowson Vols I-VIII
70 Local Muhammadan Dynasties by Bayley
71 Mirati Sikandari translated by F L Faridi
72 The Early History of India by V A Smith.
73 The History of fine art in India in Series by V A. Smith.
74 Storia do Mogor translated by William Irvine 4 Vols.
75 Ancient India by Ptolemy
76 History of Oxford by Smith
77 „ „ Gujarat by Edulji Dosabhai
78 The Mogul Emperors of Hindustan by Holden
79 The Jain Teachers of Akabar by V A Smith. ( Printed in R. G Bhandarkar Commemoration Volume ).
80 Catalogue of the Coins in the Punjab Museum, Lahore. by R B. Whitehead Vol II.
81 Catalogue of the Coins in the Indian Museum, Calcutta Vol III by H. N Wright
82 Architecture of Ahmedabad by T. C. Hope and J. Fergusson.

83 The Cities of Gujarashtra by Briggs

84 Journals of the Punjab Historical Society

85 The Journal of the Bombay Branch of the Royal Asiatic Society Vol XXI.

86 English factories in India by William Foster ( 1618-1621, 1646-1650 & 1651-1654. )

87 Description of Asia by Ogilby.

88 Manual of the Musalman Numismatics by Codrington

89 The Coins of the Mogul Emperors of Hindustan in the British Museum by Stanley Lane-Poole

90 Collection of voyages & travels Vol IV

91 Tavernier's Travels in India Vol II edited by V. Ball

92 The History of the Great Moguls by Pringle Kennedy 2 Vols

93 The History of Gujarat translated by James Bird.

94 Mediaeval India by Stanley Lane-Poole

95 The History of India by J T Wheeler Vol IV part I.

96 Royal Asiatic Society of Great Britain & Ireland ( issues of July and October, 1918 )

---

# ઉપોદ્ઘાત.

મ્હને મુનિ વિદ્યાવિજયજીએ પોતાના પુસ્તકનો ઉપોદ્ઘાત લખવાનું કઠણ કામ સોંપ્યું, ત્યારે મ્હને સ્વાભાવિક રીતે ક્ષોભ થયો. થોડા વર્ષપર જ્યારે મ્હારી 'પાટણની પ્રભુતા' બ્હાર પડી, ત્યારે જૈનધર્મનો હું દ્વેષી છું, તેવી છાપ પાડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. અને તે છાપ જો કાયમ રહી હોય, તો મુનિજીનું પુસ્તક કાંઇક લોકપ્રિયતા ખુવે, એવો ડર મ્હને લાગ્યો; અને તેથી આ કામ કોઇ બીજાને સોંપવાની તેમ્હને અરજ કરી. પણ તેમ્હનો આગ્રહ નિશ્ચલ હતો; અને આખરે મ્હને આ કામ માથે લેવું પડ્યું. તે છાપ કાયમ રહી છે કે નથી રહી, મેં પુરાણા જૈન ઇતિહાસ-સાહિત્ય વિષે બાંધેલા મ્હારા અભિપ્રાયો વાસ્તવિક છે કે નથી, એ વિષે કાંઇ પણ વિચાર કર્યા વિના મ્હને સોંપેલું કામ પૂરૂં કરવાની હું રજા લઇશ.

આ પુસ્તક એક અત્યંત સ્તુત્ય પ્રયત્ન છે. જૈન સાહિત્યમાં છુપાયેલા ઇતિહાસને મહા મહેનતે છતો કરવો, તે ભગીરથ કાર્ય ગુજરાતના ઇતિહાસકારો આગળ પડ્યું છે. અને જેટલે અંશે તે કાર્ય થશે, તેટલેજ અંશે ગુજરાતનો મધ્યકાલીન ઇતિહાસ લખાશે; કારણ કે–એ સમયનાં ઇતિહાસનાં સાધનોમાં મુખ્ય જૈનસાહિત્ય છે.

આ પુસ્તકમાં મુનિ વિદ્યાવિજયજીએ અથાગ શ્રમ લઇ, જે મહાન્ જૈનસાધુએ શહેનશાહ અકબરને પોતાનો શિષ્ય બનાવ્યો હતો, ત્હેના જીવન અને સમયનો ઇતિહાસ આપવાનો પ્રયાસ આદર્યો છે. ઐતિહાસિક સાહિત્યની ભાવના નજર આગળ રાખી કર્ત્તાએ બીજાં ઐતિહાસિક સાધનની મદદ લીધી છે, બન્યું ત્યાં સુધી નિષ્પક્ષપાત ઇતિહાસકારના દૃષ્ટિબિન્દુથી સત્યનું સંશોધન કર્યું છે. અને પરિણામે આ પુસ્તકને ધર્માંધતાના દોષમાંથી બચાવી ઇતિ-

હાસની પંક્તિમાં ઘણે અંશે લાવી મૂક્યું છે. લેખક પોતે **જૈનસાધુ** છે. પુસ્તકના નાયક મહાન્ જૈન ગુરૂ હતા. સાધનો ઘણે ભાગે પ્રાચીન જૈન સાહિત્યમાં દટાયેલાં હતાં. આ બધું ધ્યાનમાં લેતાં લેખકને જેટલું અભિનન્દન આપીએ તેટલું ઓછું છે.

આ વિષય **મી. વિન્સેંટ સ્મીથ**ના લેખો, અને ખાસ કરીને ત્હેણે રચેલા '**અકબર**' નામના પુસ્તકે સરલ કરી દીધો છે. તે ઇતિહાસકાર લખે છે કે—( પાનું ૧૬૬ ).

"અકબરના વિચારો ને રાજ્યનીતિ પર જે પ્રભાવ જૈન આચાર્યોએ પાડયો હતો, ત્હેનાં પ્રાબલ્યની ઇતિહાસકારોએ નોંધ લીધી નથી. તે જૈન મહાત્માનાં વચનો એવા ધ્યાનથી સાંભળતો કે–તે જૈનમતાવલંબી થયો છે, એમ જૈન લેખકો ગણતા; અને ૧૫૮૨ પછીનાં તેનાં ઘણા કામો કેટલેક અંશે સ્વીકારેલા જૈન મતને લીધેજ થયાં છે. આ બીનાઓનો વ્હેમ પણ એલ્ફીન્સ્ટન, વૉન નોઅર અને મોલીસનના પુસ્તકોના વાચકોને ભાગ્યેજ પડે. અબુલફજલની લાંબી ટીપમાં લખેલા તે સમયના ત્રણ મહાસમર્થ વિદ્વાનો—**હીરવિજયસૂરિ**, **વિજયસેનસૂરિ**, અને **ભાનુચંદ્ર** ઉપાધ્યાય નામક જૈન ગુરૂઓ અથવા ધર્માચાર્યો હતા. આ વાત બ્લોકમેન પણ જોઇ શકયા નથી આ ત્રણમાં જ્હેનું નામ પ્રથમ આવ્યું છે, તે ત્રણેમાં અગ્રગણ્ય હતા, અને અકબરને જૈનમતાવલંબી કરવાનું માન તેમ્હને છે, એમ જૈનલેખકો માને છે, અને અબુલફઝલ ત્હેને વિદ્વાનોના પાચ વર્ગમાંના પ્રથમ વર્ગમા, શેખ મુબારક વિગેરે બીજા ચુનંદા વિશ વિદ્વાનો કે જેઓ 'બન્ને દુનિયાનાં રહસ્યો સ્હમજે છે' તેવાની પંક્તિમા મૂકે છે."

પણ મુખ્યત્વે કરીને આ પુસ્તકોનો આધાર **હેમવિજય**ના "વિજયપ્રશસ્તિ કાવ્ય" પર, પંડિત **દેવવિમલ**કૃત "હીરસૌભાગ્ય કાવ્ય" પર અને કવિ ઋષભદાસકૃત "હીરવિજયસૂરિ રાસ" પર

રાખવામાં આવ્યો. સ્મીથે જ્યાં માત્ર માર્ગ દેખાડયો છે, ત્યાં વિદ્યાવિજયજીએ સંપૂર્ણ માહિતી આપવાનું કામ હાથ ધર્યું છે.

જૂના જૈનપ્રબંધો અને રાસોના આધાર પર ઇતિહાસ રચવો, એ લગભગ અશક્ય કામ છે; કારણ કે—એ સાહિત્ય સાધારણ રીતે માત્ર એક પક્ષી, અવિશ્વસનીય સાધનો પૂરાં પાડે છે. આ પ્રબંધો ને રાસો માત્ર જિનશાસનની કીર્ત્તિ વધારવાના અને મહાન્ જૈનોનાં આદર્શજીવન શ્રદ્ધાળુ શ્રાવક આગળ રજુ કરવાના હેતુથી ચૂસ્ત જૈનલેખકોએ લખ્યા છે અને ત્હેમાં ઇતિહાસને ઉપયોગી સામગ્રી કેટલી છે, તે પારખવા ત્હેમા નીચે આપેલાં લક્ષણો કેટલે અંશે છે, તે જોવું જરૂરનું થઇ પડે છે.

(૧) ઇતિહાસની વસ્તુ જે સમયમાં ને સ્થલે બની હોય, ત્હેનાથી લેખકના સમય અને સ્થલ જેટલે અંતરે હોય, તેટલો લેખ વિશ્વાસપાત્ર ઓછો ગણાવો જોઇએ. ઘણા ખરા લેખો પ્રચલિત દંતકથાઓ ઉપરથી લખાએલા છે; અને આ દંતકથાઓમા રહેલો સત્યનો અંશ સ્થળ ને સમયનો અંતર થતાં ઓછો ને ઓછો થતો જાય, એ સ્વાભાવિક છે.

(૨) આ લેખમાં જિનશાસન કે શ્રાવકવર્યોની કીર્ત્તિ વિષે જે હકિકતો હોય તે, અતિશયોક્તિ ભરી અને શ્રદ્ધાળુ શ્રાવકવૃંદના લાભ માટેજ લખાયેલી હોવાથી જ્યા સુધી સ્વતંત્ર પુરાવાની મદદ ન મળે, ત્યાં સુધી સર્વાંશે માન્ય રાખવા લાયક હોતી નથી.

(૩) આ લેખમાં જૈનેતરો વિષે કે જૈનમતની કીર્ત્તિ ઝાંખી કરે એવું કાંઇ હોય, તો તેમાં ખરી હકીકત સમાઇ રહેવાનો વધારે સંભવ હોય છે.

(૪) આ લેખોમાં જ્યાં પટ્ટાવલી હોય કે જ્યાં વર્ષ સ્પષ્ટ રીતે લખ્યાં હોય, તે ઘણાં ખરાં ખરાં હોવાનો સંભવ છે,

કારણ કે સાધુઓ એ બાબતમાં ઘણા ચોકસ હતા એમ લાગે છે.

જે પુસ્તકોને આધારે આ પુસ્તક લખવામાં આવ્યું છે, તે ઘણાંજ વિશ્વાસપાત્ર લાગે છે. એમ્હાના 'વિજયપ્રશસ્તિ કાવ્ય' ના કર્ત્તા હેમવિજય અને 'કૃપારસકોશ' ના કર્ત્તા **શાંતિચંદ્ર** બન્ને નાયક હીરવિજયસૂરિની સાથે **અકબરના** દરબારમાં **હતા.** 'હીરસૌભાગ્ય' ના કર્તા **દેવવિમલગણિ** તે, **હીરવિજયસૂરિના શિષ્ય** **સિંહવિમલના** શિષ્ય હતા. આ **સિંહવિમલ** પણ **ગુરૂની સાથે** **અકબરના** દરબારમાં હતા અને ગુજરાતી કવિ, '**હીરવિજય-સૂરિરાસ**' ના કર્ત્તા **ઋષભદાસ** કવિ પણ **હીરવિજયજીના શિષ્ય** **વિજયસેનસૂરિ**, જે ગુરૂના મૃત્યુ **પછી** સંવત્ ૧૬૫૨ **માં પટ્ટધર થયા,** **અને જ્હેને** ગુરૂએ પોતાની પહેલાં **અકબરના** દરબારમાં **મૂક્યા હતા,** **અને જ્હેને** "આઈન-ઈ-અકબરી" વિજયસેનસૂરના **નામથી** ઓળખે છે, ત્હેના શિષ્ય હતા. જો કે રાસ **દેવવિમલના** "હીરસૌભાગ્ય" ઉપર રચેલો છે, છતાં કવિને દરેક જાણવાની તક એવી **હતી કે** **ત્હેણે** આપેલી વિગત વિશ્વાસને પાત્ર થયા વિના રહે નહિ.

આ ઉપરાંત જે પુસ્તકોની મદદ લેવામાં આવી છે, તે **પણ** **લગભગ** તેજ પ્રમાણિક છે.

(૧) પદ્મસાગરનું 'જગદ્ગુરૂ કાવ્ય' સંવત ૧૬૪૬

(૨) પંડિત દયાકુશળનો લાભોદયરાસ. સંવત્ ૧૬૪૯.

(૩) લાહોરના પંડિત જયસોમનું 'કર્મચંદ્રચરિત્ર' **સંવત્** ૧૬૫૦

(૪) લાહોરના કૃષ્ણદાસ કવિની '**દુર્જનશાલબાવની**'. **સંવત્** ૧૬૫૧

(૫) ગુણવિજયજીની '**કર્મચંદ્ર ચોપાઈ**' **સંવત્ ૧૬૫૫.**

(૬) દર્શનવિજયજીનો 'વિજયતિલકસૂરિરાસ'. ૧ **અધિકાર** સંવત ૧૬૭૯.

(૭) ઋષભદાસ કવિનો 'મલ્લીનાથરાસ'. સંવત્ ૧૬૮૫.

(૮) ગુણવિજયજીની 'વિજયપ્રશસ્તિ પર ટીકા'. સંવત્ ૧૬૮૮.

(૯) દર્શનવિજયજીનો 'વિજયતિલકસૂરિરાસ', ૨ અધિકાર. સંવત ૧૬૯૭.

ઉપર જણાવેલા ચારમાંનું બીજું લક્ષણ પણ આ લેખોમાં જડે છે આ લેખમાં આપેલી બીનાને કસોટીએ ચ્હડાવવાનાં સ્વતંત્ર સાધન પણ પુષ્કળ છે જેવા કે 'આઈન-ઇ-અકબરી', અકબરનાં ફરમાનો વિગેરે. આ સાધનોનો પણ ઉપયોગ વિદ્યાવિજયજીએ બહોળે હાથે કર્યો છે.

આ બે લક્ષણો આવી સારી રીતે આ મૂલ લેખોમાં છે અને તેથી ત્હેમા સમાયલો ઇતિહાસ સત્ય અને નિઃપક્ષપાત છે, એમ સકારણ કહી શકાય એમ છે.

આ સાધનો પરથી આ પુસ્તકની મૂલ હકીકત સિદ્ધ થાય છે. હીરવિજયસૂરિનું જીવનવૃત્તાત; અકબરનું નિમંત્રણ; સૂરિની મુસાફરી અને આગ્રાના દરબારમા આવાગમન; શાહેનશાહની ગુરૂભક્તિ ને જૈન તરફ વલણ; અને સૂરિના તરફ પક્ષપાત થવાથી શાહેનશાહે બહાર પાડેલા ફરમાનો—આ બધી વાતો હવે ઈતિહાસની ભૂમિકા પામી ગઇ છે. લેખકના શબ્દોમા કહીયે તો—

" આચાર્ય શ્રીહીરવિજયસૂરિ, શ્રીશાન્તિચન્દ્ર ઉપાધ્યાય, શ્રીભાનુચંદ્ર ઉપાધ્યાય અને શ્રીવિજયસેનસૂરિએ અકબર બાદશાહ ઉપર પ્રભાવ પાડીને અનેક જનહિતનાં, ધર્મની રક્ષાનાં, જીવદયાનાં કાર્યો કરાવ્યાં; ગુજરાતમાથી 'જીજીયાવેરો' દૂર કરાવ્યો; સિદ્ધાચલ, ગિરિનાર, તારંગા, આબૂ, કેશરિયાજી, રાજગૃહીના પહાડો અને સમ્મેતશિખર વિગેરે તીર્થો શ્વેતાંબરનાં છે, એ સંબંધી પરવાનો લીધો; સિદ્ધાચલજીમાં લેવાતુ મૂહકું બંધ કરાવ્યું; મરેલ મનુષ્યનું ધન ગ્રહણ કરવાનો અને યુદ્ધમાં બંદી-ગ્રહણ કરવાનો નિષેધ કરાવ્યો; વળી પક્ષિયોને પાંજરામાંથી છોડાવ-

વાનું અને ડાબર તળાવમાં થતી હિંસા બંધ કરાવવાનું–વિગેરે અનેક કાર્યો કરાવ્યા હતાં. આ ઉપરાંત તેઓના ઉપદેશથી સૌથી મ્હોટામાં મ્હોટું અને સૌથી વધારે મહત્ત્વનું કાર્ય થયું હતું, તે એ છે કે—બાદશાહે પોતાના સમસ્ત રાજ્યમાં આખા વર્ષમાં છ મહીના અને છ દિવસ સુધી કોઇપણ માણસ કોઇપણ જીવની હિંસા ન કરે, એવા હુકમ બહાર પાડ્યા હતા ".

લેખકે માત્ર આ પ્રસંગોનો ઇતિહાસ લખ્યો છે, એટલુંજ નહિ પણ અકબરનું જીવન અને કારકીર્દી વિષે કાંઇ ખાસ લખ્યું છે. અકબર વિષે વધુ માહિતી આપવી એ મી. સ્મીથ ઇતિહાસ પછી કઠણ કામ છે; છતાં જૈન ગુરૂના સમાગમનો અને "અમારીઘોષણા" સંબંધી કેટલાક પ્રસંગોનો ચીતાર ઐતિહાસિક સાહિત્યની સમૃદ્ધિમાં વધારો કરે છે.

ઘણે ઠેકાણે અકબરના સ્વભાવ વિષે લેખકે વિવેચન કર્યું છે. સમસ્ત હિન્દપર આણ વરતાવી જ્હેણે હિન્દુ અને મુસલમાનનું ઐક્ય સાધવા અતુલ પ્રયત્ન કર્યો, જ્હેણે વિધર્મીઓને જીતી પોતે તેમનોજ છે એમ બતાવ્યું, જ્હેણે પરધર્મી વિદ્વાનોની સાથે વિવાદ કરતાં તેમને એવીજ માન્યતામાં રાખ્યા કે પોતે તે ધર્મસિદ્ધાન્તોનો અનુયાયી થઇ બેઠો છે—તે મુત્સદ્દી પ્રતાપી નરેશના ચારિત્ર્યના અદ્ભૂત, અવર્ણનીય રંગો શબ્દોવડે સ્પષ્ટ કરતાં ભલાભલા ઇતિહાસકારોની કલમો કાંપી છે, અને નિષ્ફળ નીવડી છે. અને આવા મહાપુરૂષના અનેક રંગી ચિત્રોમાંથી—અનેક સ્તબ્ધ બની રહેલા લેખકોના પ્રસંશા કરવાના કાવત્રામાંથી ત્હેના ખરા ચારિત્ર્યની રૂપરેખા શોધી કાઢવી, એ લગભગ અશક્ય વાત છે અને આ અશક્ય વાત શક્ય કરવા જતાં લેખકે અસંતોષકારક કે એક પક્ષી ચિત્ર આપ્યું હોય તો તે દોષ ક્ષન્તવ્યજ મનાશે, એમ હું ધારૂં છું.

લેખક વિદ્વાન્ જૈન સાધુ છે, એટલે સ્વાભાવિક રીતે નૈતિક સિદ્ધાન્તોનું પ્રતિપાદન કરવાની અને અવારનવાર જૂની ભાવના અને આધુનીક જમાના વચ્ચેનો વિરોધ સ્પષ્ટ કરી એ બોધ વચન

કહેવાની તક આવતાં પોતાની કલમ અટકાવી શક્યા નથી. આ કારણથી કેટલાક ફકરાઓ પુસ્તકના ઐતિહાસિક સાહિત્ય તરીકેના ગૌરવને આચ્છાદે છે; અને આ પુસ્તક લખવામાં સમાયેલો લેખકનો બીજો હેતુ છતો કરે છે. અને તે હેતુ, એક જૈન મહાગુરૂની નૈતિક પ્રશંસા કરતાં જૈનધર્મસિદ્ધાન્તોની મહત્તા સિદ્ધ કરાવાનો છે, એમ લાગે છે. મ્હારા માનવા પ્રમાણે લેખકનો વિચાર માત્ર ઇતિહાસ લખવાનો નથી, સાથે સાથે જૈનસાહિત્યમા ઉમેરો કરવાનો પણ છે; અને આ દૃષ્ટિબિન્દુથી જોતાં પુસ્તકના આ ભાગો કેટલીક પ્રકારના વાચકોને આકર્ષક પણ નીવડે, એ અસંભવિત નથી.

આ પુસ્તક પાછળનાં પરિશિષ્ટો ઘણાંજ કિંમતી છે; અને તે બધાને આપવામાં લેખકે ઇતિહાસની ઘણીજ સેવા બજાવી છે.

બધું જોતાં આ પુસ્તક ગુજરાતી ઇતિહાસના ન્હાનકડા સાહિત્યમાં ઉપયોગી ઉમેરો કર્યા વિના રહેશે નહિં, એમ હું ધારૂં છું. આપણા સાહિત્યનું આ જાતનું દારિદ્ર્ય દયાજનક છે; અને ત્હેના તરફ સાહિત્યકારોની બેપરવાઇ શોચનીય છે. આવી સ્થિતિમાં આવું પુસ્તક લખવા માટે લેખકને ખરેખર અભિનન્દન ઘટે છે. અને તેમાં જૈનસાધુઓએ રચેલા સાહિત્યમાં દટાયેલો ઇતિહાસ જૈનસાધુજ બ્હાર કહાડે, અને તે પણ વળી તેમ્હના આચાર્ય શ્રીવિજયધર્મસૂરિ જેવા મહાત્માની પ્રેરણાથી, એના જેવું સમયનુ શુભચિહ્ન સાહિત્યમાં બીજું ભાગ્યેજ મળશે. અને, જ્યારે આવા બીજા પ્રયત્નો થશે, અને આધુનિક ઐતિહાસિક દૃષ્ટિએ જૂના પુસ્તકોનો ઉપયોગ થશે, ત્યારેજ ગુજરાતનું ઐતિહાસિકસાહિત્ય પ્રબલ સાહિત્યને શોભારૂપ એક અંગ બની રહેશે. મ્હને આશા છે કે મુનિ વિદ્યાવિજયજી આ પુસ્તક પ્રગટ થયે બીજો કોઇ ઐતિહાસિક વિષય હાથ ધરશે, અને એમની વિદ્વત્તા, અને એમના સંશોધનના પરિણામ રૂપ બીજો કોઇ ઇતિહાસ બ્હાર પાડી ગુજરાતને ઉપકૃત કરશે.

બાબુલનાથ રોડ,
મુંબાઇ.
તા. ૨૦-૪-૧૯૨૦.

કનૈયાલાલ માણેકલાલ મુનશી.

# આભાર-પ્રદર્શન.

પરમગુરૂ સુપ્રસિદ્ધ શાસ્ત્રવિશારદ-જૈનાચાર્ય **શ્રીવિજયધર્મસૂરી-શ્વરજી** મહારાજ અને ઇતિહાસતત્ત્વમહોદધિ **ઉપાધ્યાયજી શ્રીઇંદ્રવિજયજી** મહારાજના અસાધારણ અનુગ્રહનુજ એ પરિણામ છે કે, અમે આ ગ્રંથમાળા દ્વારા ઉત્તરોત્તર જૈનસાહિત્યની અધિકાધિક સેવા કરવા ભાગ્યશાળી થઇએ છીએ પૂજ્યપાદ આચાર્ય મહારાજશ્રીએ, પોતે અને પોતાના વિદ્વાન્ શિષ્યોએ બનાવેલાં એવા અપૂર્વ પુસ્તકોને પ્રકટ કરવાનું માન અમને આપ્યું છે કે-જે પુસ્તકોની ગુજરાતી, હિન્દી અને મરાઠી વિગેરે જુદી જુદી ભાષાઓમા ઉપરા ઉપરી અનેક આવૃત્તિયો બહાર પાડવાની અમને જરૂર પડી છે. આવાજ એક અતિમહત્ત્વવાળા પુસ્તકને પ્રકાશ કરવાનું કામ અમને સોપી અમારા ઉપરના ઉપકારમાં આચાર્યશ્રીએ ઓર વધારો કર્યો છે; કે જે પુસ્તક આચાર્યશ્રીનાજ વિદ્વાન્ શિષ્ય **મુનિરાજ શ્રીવિદ્યાવિજયજી**એ બનાવ્યું છે. આ પુસ્તકના મહત્ત્વના સંબધમા અમે કંઇપણ વિશેષ કહેવા માંગતા નથી. માત્ર એટલુંજ કહીશું કે-જે જે વિદ્વાનોએ આ પુસ્તકના ફાર્મો તપાસ્યાં છે-જોયા છે, તેઓએ સૌથી પહેલી તકે આ પુસ્તકના અગ્રેજી,હિન્દી અને મરાઠી ભાષાન્તરો બહાર પાડવાની અમને આગ્રહપૂર્વક ભલામણો કરી છે. ગુરૂ મહારાજશ્રીની કૃપાથી તે તે ભાષાઓમા આ પુસ્તકનાં ભાષાન્તરો બહાર પાડવાની અમને જલદી તક મળે, એજ અતઃકરણથી ઇચ્છીએ છીએ

આ પુસ્તકને પ્રકટ કરવા રૂપ પ્રાપ્ત થએલ ગૌરવ માટે પૂજ્યપાદ આચાર્ય મહારાજશ્રીનો અને લેખક મુનિરાજનો ઉપકાર માનવા સાથે **મોરબી** નિવાસી મુંબઇના સુપ્રસિદ્ધ **ઝવેરી દાનવીર શેઠ ડાહ્યાલાલ મકનજી કોઠારીનો** ઉપકાર માનીએ છીએ કે, જેઓએ આ પુસ્તક છપાવવા માટે થયેલુ તમામ ખર્ચ પૂજ્યપાદ આચાર્ય મહારાજશ્રીના ઉપદેશથી અમને આપેલુ છે

પુસ્તકની અઢી રૂપિયા કિમત શેઠ ડાહ્યાલાલભાઇની સમ્મતિથી એવી શરતેજ રાખી છે કે-આ પુસ્તકના વેચાણથી જે ઉપજ થશે, તે આવાજ બીજા સાહિત્યના કાર્યમા ખરચાશે.

પ્રકાશક.

॥ अर्हम् ॥

परमगुरुश्रीविजयधर्मसूरिभ्यो नमः ।

# सूरीश्वर अने सम्राट्.

## પ્રકરણ પહેલું.

### પરિસ્થિતિ

સાર પરિવર્તનશીલ છે. એવી એક પણ વસ્તુ જોવામાં નથી આવતી, કે જે હમેશા એકજ સ્થિતિમાં રહેતી હોય સંસારની વાસનાઓથી સર્વથા અજ્ઞાત-ઘોડીયાની અંદર ઝૂલતા બાળકને એક વખતે યુવાનીના મદમા સંસારના મોહક પદાર્થોથી વિંટાયેલો જોઇએ છીએ, તે શું ? પોતાના શારીરિક બળના અભિમાનથી પૃથ્વીપર પગ દઇને ચાલતા પણ લજ્જા ધરાવનાર મનુષ્યને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતા લાકડીનું શરણુ લઇને ચાલવું પડે છે, એ શું ? સંસારની પરિવર્તનશીલતાજ, બીજું કંઇજ નહિં. જે સૂર્યને, આપણે પોતાનાં પ્રખર પ્રતાપી કિરણોને ફેલાવતો ઉદયાચલના સિંહાસન ઉપર આરૂઢ થતો જોઇએ છીએ, તેજ સૂર્યને ક્રોધથી લાલ થનો-પરન્તુ નિસ્તેજ અવસ્થામા અસ્તાચલની ગંભીર ગુફામા છિપાઇ જતા પણ ક્યા નથી જોતા ? એક વખત જગત્‌ને પ્રકાશમય કરી મૂકનાર ગગનમંડલ એવી તો સ્વચ્છ અને નિર્મળ અવસ્થામા જોવાય છે કે--જેને દેખતા મનુષ્યોની

માનસિક શક્તિઓમા એકાએક ઓરજ પ્રકારનો વિકાશ અને ઉત્ક્રાંતિ થઇ જાય છે, જ્યારે તેજ ગગનમંડલ મેઘાચ્છિન્નાવસ્થામાં મનુષ્યોનાં મન અને શરીરોને પણ શું શિથિલ-પ્રમાદી નથી કરી નાખતું ? જે નગરોમાં, મ્હોટી મ્હોટી અટ્ટાલિકાઓથી સુશોભિત ઘરો અને આકાશને સ્પર્શ કરવાવાળા મંદિરે મૌજૂદ હતાં, જ્યાં ચારે તરફ ઉત્સાહિત મનુષ્યો રહેતા હતા જ્યાંનાં મકાનો ઉપર સુવર્ણ અને રત્નના કળશો તેમ ચિત્ર-વિચિત્ર ધ્વજાઓ વિગેરે દૂર દૂર સુધી જનતાની સુખ-સમૃદ્ધિની સાક્ષી આપી રહ્યાં હતાં, ત્યાં જંગલો અને ખંડેરો દૃષ્ટિગોચર થાય છે. જ્યાં સામ્રાજ્યની દુંદુભિનો નાદ થતો. ત્યાં શૃગાલો રૂદન કરતાં સંભળાય છે, જેને ત્યાં જનતા અને ઋદ્ધિ સમૃદ્ધિનો પાર નહોતો, તેને રોટલાના ટૂકડા માટે ઘેર ઘેર ભ્રમણ કરતો જોઇએ છીએ. એક વખત જે મનુષ્યના રૂપ અને લાવણ્ય ઉપર મનુષ્યો મુગ્ધ થઇ જાય છે, તેજ મનુષ્યમા કોઇ વખત એવી પણ કુરૂપતા નિવાસ કરે છે કે-તેની સ્હામે જોતા પણ મનુષ્યને અસીમ ઘૃણા ઉત્પન્ન થાય છે. અરે, લાખો અને કરોડો મનુષ્યોનું આધિપત્ય ભોગવનાર ચક્રવર્ત્તિ રાજાઓને પણ નિર્જનવનોમાં નિવાસ કર્યા ન્હોતો કરવો પડ્યો ? આ બધું શું સૂચવે છે ? સંસારની પરિવર્તનશીલતા ! ઉદયની પાછળ અસ્ત અને અસ્તની પાછળ ઉદય. સુખની પછી દુઃખ અને દુઃખની અન્તે સુખ, એમ સંસારનો અરઘટ્ટઘટીન્યાય અનાદિકાળથી ચાલ્યો આવે છે. સુખ અને દુઃખનો અથવા બીજા શબ્દોમાં કહીએ તો ઉન્નતિ અને અવનતિનો પ્રવાહ, દરેક ઉપર પોતાનો પ્રભાવ પાડતો ચાલ્યો આવ્યો છે. સંસારમા એવો કોઇ દેશ; એવી કોઇ જાતિ કે એવો કોઇ મનુષ્ય નથી કે જેના ઉપર સંસારની આ પરિવર્તનશીલતાએ પોતાનો પ્રભાવ ન પાડ્યો હોય ! નિદાન, ભારતવર્ષને પણ સંસારસાગરની આ પરિવર્તનશીલતારૂપી ભરતીઓટમાં ચકડોળે ચઢવું પડ્યું હોય, તો તેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી.

દુનિયાનો મ્હોટો ભાગ જીતનાર બાદશાહ સિકંદરે, આજ

ભારતવર્ષમાં એવા એવા ખગોળશાસ્ત્રિયો, વૈદ્યો, ભવિષ્યવેત્તાઓ, શિલ્પશાસ્ત્રિયો, ત્યાગિયો, તત્ત્વજ્ઞાનિયો, ખનિજશાસ્ત્રિયો, રસાયન શાસ્ત્રિયો, નાટકકારો, કવિયો, સ્પષ્ટવક્તાઓ, કૃષિશાસ્ત્રિયો, નીતિ પાળનારાઓ, રાજનીતિજ્ઞો, શૂરવીરો અને વેપારીઓ જોયા હતા, કે જેની બરાબરી કરનાર બીજા કોઇ દેશમાં જોયા ન્હોતા. કહેવાની મતલબ કે આ બધી બાબતોમાં ભારતવર્ષ એકો હતો. ભારતવર્ષની બરાબરી કરનાર બીજો કોઇ દેશ ન્હોતો. **શ્રીયુત બંકિમચંદ્ર લાહિડી** પોતાના **सम्राट् अकबर** નામના બંગાળી પુસ્તકના પે. ૮ માં ઠીકજ કહે છેઃ—

" भारतेर मृत्तिकाय रत्न, स्वर्ण, रौप्य, ताम्र प्रभृति जन्मित। जगतेर सुप्रसिद्ध कहिनूर भारतेइ उत्पन्न हइयाछिल। एखानकार वृक्ष लौहेर न्याय दृढ। एखाने पाहाड़ श्वेतमर्म्मर, समुद्र मुक्ताफल, वृक्ष चन्दनवास ओ वनफुल सौगन्ध प्रदान करे। स्वर्णप्रसू भारते केसेर अभाव छिल ? "

ભારતની માટીમાં રત્ન, સોનું, રૂપું અને તાંબૂ વિગેરે ઉત્પન્ન થતાં. જગત્નો સુપ્રસિદ્ધ કોહિનૂર ( હીરો ) આજ ભારતમાં ઉત્પન્ન થયો હતો. અહિંનાં વૃક્ષો લોઢાની માફક દૃઢ–મજબૂત હોય છે. અહિં પહાડો શ્વેત આરસપહાણ, સમુદ્ર મુક્તાફલ, વૃક્ષો ચંદનવાસ અને વનફૂલો સુગન્ધિ પ્રદાન કરે છે. સ્વર્ણપ્રસૂ ભારતમા કઇ વસ્તુનો અભાવ હતો ?

ઇતિહાસનાં પૃષ્ઠો; મથુરા, શ્રાવસ્તિ, રાજગૃહી, સોપારક, સારનાથ, તક્ષશિલા, માધ્યમિકા, અમરાવતી અને નેપાલના કીર્તિસ્થંભો; શિલાલેખો અને તામ્રપત્રો વિગેરે, અત્યારે એ વાતની સપ્રમાણ દૃઢતાપૂર્વક સાક્ષી આપી રહ્યાં છે કે–ભારતવર્ષના ભૂષણ સમાન **ચંદ્રગુપ્ત, અશોક, સંપ્રતિ, વિક્રમાદિત્ય, શ્રીહર્ષ, શ્રેણિક, કોણિક, ચંદ્રપ્રદ્યોત, અલ્લટ, આમ,** ( નાગાવલોક ) **શિલાદિત્ય, કક્કુક પ્રતિહાર, વનરાજ, સિદ્ધરાજ અને કુમાર-**

**પાલ** જેવા હિન્દુ અને જૈનરાજાઓએ ભારતવર્ષની ઋદ્ધિ-સમૃદ્ધિને ભારતવર્ષમાજ જાળવી રાખવા ઉપરાન્ત ભારતની કીર્ત્તિલતાને દુનિયાની દશે દિશાઓમા ફેલાવી હતી; એટલુંજ નહીં, પરન્તુ ભારતની સમસ્તપ્રજાને પોતપોતાના ધર્મની રક્ષા અને પ્રચાર કરવામા સપૂર્ણ રીતે મદદ કરી હતી. અને તેથી ભારતવર્ષના મનુષ્યો સરલસ્વભાવી હોઇ પ્રેમની એક દોરીથી બંધાએલ હતા. પ્રજાને પોતાની માલ-મિલકતની રક્ષા કરવા માટે કંઇ પણ ચિંતા કે પ્રબંધ કરવો પડતો નહોતો. મદિરા અને એવા બીજાં વ્યસનોથી મનુષ્યો સર્વથા દૂર રહેતા. ભારતવર્ષની લેણદેણનો વ્યવહાર લગભગ વિશ્વાસ ઉપર ચાલતો હતો ન તો કોઇ કોઇના જામીન લેતું, કે ન કોઇ પ્રકારના કોલકરારો કરવામા આવતા. રાજાઓ પોતે જીવહિંસાથી દૂર રહી પ્રજાને તેમ કરવાને ફરજ પાડતા. ઘણાખરા રાજાઓએ પોતાના સમસ્ત રાજ્યમાં શિકાર ખેલવાનું, યજ્ઞમાં પશુઓનો વધ કરવાનું અને બીજી બીજી રીતે પણ જીવહિંસા કરવાનુ સર્વથા બધ કરાવ્યુ હતુ. રાજા **અશોકે** પોતાના રાજ્યમા એવી આજ્ઞા ફેલાવી હતી કે ‘ એક ધર્મવાળો બીજા ધર્મની કદાપિ નિંદા ન કરે. ’ આવી ઉદારવૃત્તિવાળી આજ્ઞાથી પ્રત્યેક મનુષ્ય નિડર થઇને પોતાના ધર્મનું પાલન કરવાને સમર્થ થાય, એમા નવાઇ જેવું શું છે ? સુપ્રસિદ્ધ રાજા **વિક્રમાદિત્ય**ના વખતની ભારતવર્ષની જાહોજલાલી શું કોઇથી પણ અજાણી છે ? વિદ્યા, વિજ્ઞાન અને વિવિધ પ્રકારની કળાઓનો પ્રચાર આ પ્રતાપી રાજાના વખતમાજ થયો હતો. અત્યારે દુનિયાના ઘણાખરા સંસ્કૃતજ્ઞો **સિદ્ધસેનદિવાકર** અને **કાલિદાસ** જેવા જે મહાન્ કવિયોના પવિત્ર નામો પોતાની જિહ્વા ઉપર રટી રહ્યા છે, તેઓ આજ રાજાની સભાને શોભાવનાર ભારતના ચળકતા હીરા હતા. ચિત્રણકલા અને ભુવનનિર્માણકલાની પૂરજોશથી ઉન્નતિ પણ આજ રાજાના વખતમાં થઇ હતી. સંગીત વિદ્યા, ગણિત અને જ્યોતિષનો વધારે પ્રચાર પણ આનાજ વખતમાં થયો હતો.

રાજા **શ્રીહર્ષ**ના વખતમાં પણ ભારતીય જનો અખંડ શાન્તિ

સાગરમાં સ્નાન કરી રહ્યા હતા. આ રાજાની પ્રજાપ્રત્યેની લાગણી, ઉદારવૃત્તિ અને દાનેશ્વરીપણાનું માત્ર એકજ દૃષ્ટાન્ત લઇશું.

રાજા, પ્રત્યેક પાચમા વર્ષે **પ્રયાગ**ના સંગમપર પોતાના ખજાનાની સમસ્ત ધન સંપત્તિ ભિન્ન ભિન્ન ધર્માવલમ્બિયોને દાન કરવામા ખરચી નાખતો. જે વખતે ચીનીયાત્રી હુયેનસૅાગ ( Huen Tsiang ) ભારતની મુસાફરીએ આવ્યો હતો, તે વખતે રાજા હર્ષની યાત્રાનો છટ્ઠો ઉત્સવ હતો. **હુયેનસાંગ** પણ તેની સાથેજ **પ્રયાગ** ગયો હતો. આ વખત યાત્રામા પાચ લાખ મનુષ્યો એકત્રિત થયા હતા, તેમાં ૨૦ રાજાઓ પણ હતા. ૭૫ દિવસ સુધી રાજ્યના બધા કર્મચારિયો પાછલા પાચ વર્ષોમા એકઠું કરેલું ધન દાન દેવામા લાગી રહ્યા હતા. રાજાની આ ધન-સંપત્તિ કેટલાએ કોઠારોમાં ભરેલી હતી. રાજાએ દાનમાં પોતાનાં આભૂષણો, રત્નજડિત હારો, કુંડલો, માળાઓ, મુકુટ અને મૌક્તિક વિગેરે સમસ્ત વસ્તુઓ આપી દીધી હતી

ભારતવર્ષના આર્યરાજાઓની આ ઉદારતા શું જગત્‌ને ચકિત કરનારી નથી ? આ રાજાના વખતમા પણ સંસ્કૃતની બહુ ઉન્નતિ થઇ હતી. આ રાજા પણ જીવહિંસાનો કટ્ટર વિરોધી હતો. તેણે આખા રાજ્યમાં એવી ઉદ્દઘોષણા કરી હતી કે-" જે કોઇ મનુષ્ય જીવહિંસા કરશે, તેનો અપરાધ અક્ષમ્ય ગણવામા આવશે, અને તેને મૃત્યુદંડ દેવામાં આવશે. "

જે રાજાઓના નામો અમે ઉપર આપી ગયા છીએ, તેમાં કેટલાક જૈની રાજાઓ પણ છે, જયારે કેટલાક જૈનધર્મ પ્રત્યે અનુ-રાગ ધરાવનારા પણ છે. રાજા **સંપ્રતિ** એક પક્કો જૈનધર્મી હોઇ, તેણે અનાર્યદેશમા પણ જૈનધર્મનો પ્રચાર કરવામાં સારી સફલતા મેળવી હતી. પરમાત્મા મહાવીરસ્વામીના **પરમ ભક્ત**પણાનું મ્હોટું માન ભોગવનાર રાજા **શ્રેણિક, કોણિક** અને **ચંદ્રપ્રદ્યોતે** જૈનધર્મની પ્રભાવના કરવામા કંઇ કમી રાખી

ન્હોતી. રાજા **આમ** અને **શિલાદિત્યે** જૈનધર્મના વાસ્તવિક ગૌરવને સંપૂર્ણ રીતે જાળવી રાખ્યું હતું. છેવટ **વનરાજ**, **સિદ્ધરાજ** અને **કુમારપાલ** જેવા રાજાઓએ જીવદયાનો અમારીપટહ વગડાવી જે અહિંસા ધર્મનો પ્રચાર કર્યો હતો, તે કોઇથી અજાણ્યું નથી. આવીજ રીતે હિન્દુ અને જૈનધર્મને પાળનારા રાજાઓજ શા માટે ? **શકડાલ**, **વિમલ**, **ઉદયન**, **વાગ્ભટ્ટ** અને **વસ્તુપાલ** જેવા મહાન્ પ્રતાપી રાજમંત્રિયો કયા ઓછા થયા છે કે જેઓનો પ્રતાપ આખા ભારતવર્ષમાં ગાજી રહ્યા હતો.

એક તરફ વીરપ્રસૂ ભારતમાતા, આવા વીર આર્યધર્મરક્ષક રાજાઓને ઉત્પન્ન કરવા ભાગ્યશાળી નિવડી હતી, તેમ તેણીએ પોતાની કુક્ષિથી એવા એવા ધર્મપ્રચારક સચ્ચરિત્ર પ્રતાપી જૈન આચાર્યોને પણ જન્મ આપ્યો હતો, કે જેમણે પોતાના અગાધ પાંડિત્યનો પરિચય આપી આજ પણ આખા જગતને ચમત્કૃત કરી મૂકયું છે. એટલુંજ શા માટે ? તે આચાર્યોએ એવાં એવાં સામર્થ્યનાં કાર્યો કરેલા છે કે જે કાર્યોની આશા સાધારણ વ્યકિતયો તરફથી કદાપિ રાખીજ ન શકાય ? મૌર્યવંશીય સમ્રાટ્ ચંદ્રગુપ્તને પ્રતિબોધ કરનાર ચૌદપૂર્વધર **શ્રીભદ્રબાહુસ્વામી**, ૫૦૦ ગ્રન્થોની રચના કરનાર **ઉમાસ્વાતિ વાચક**, ૧૪૪૪ ગ્રંથોની રચના કરનાર **હરિભદ્રસૂરિ**, હજારો ક્ષત્રિયોને ઓશવાલ બનાવનાર **રત્નપ્રભસૂરિ**, અન્યાયમાં લિપ્ત થયેલ **ગર્દભિલ્લને** પ્રજાના હિતને માટે ગાદીપરથી ઉઠાડી મૂકી **શકને** સ્થાપન કરવાનું સામર્થ્ય ધરાવનાર **કાલિકાચાર્ય**, આમરાજાના ગુરૂ તરીકેનુ મ્હોટું માન ભોગવનાર **બપ્પભટ્ટિ**, ‘ઉપમિતિભવ પ્રપઞ્ચાકથા’ જેવું સંસ્કૃત ભાષામાં અદ્વિતીય ઉપન્યાસ લખનાર મહાત્મા **સિદ્ધર્ષિ**, મ્હોટી મ્હોટી ચમત્કારિક વિદ્યાઓના ખજાના સ્વરૂપ **યશોભદ્રસૂરિ**, તાર્કિકશિરોમણિ **મલ્લવાદી**, ગ્રંથોની વિશેષ વ્યાખ્યાઓ કરવામા અસાધારણ બુદ્ધિ વાપરનાર **મલધારી હેમચંદ્ર**, સિદ્ધરાજ જયસિંહની સભાના

એક રત્ન તરીકેનું મ્હોટું માન મેળવનાર અને વાદ કરવામાં અતુલનીય શક્તિ ધરાવનાર **વાદિદેવસૂરિ** અને કુમારપાલ જેવા રાજાને પ્રતિબોધી અઢાર દેશોમાં જીવદયાનું એક છત્ર સામ્રાજ્ય સ્થાપન કરાવનાર તેમ સાડીત્રણ કરોડ શ્લોકોની રચના કરનાર કલિકાલસર્વજ્ઞ **શ્રીહેમચંદ્રાચાર્ય** જેવા મહાન્ પ્રતાપી જૈનાચાર્ય રૂપી રત્નોને પણ આજ ભારત માતાએ ઉત્પન્ન કર્યાં હતાં. વળી તેની સાથે **પેથડશા, ઝાંઝણ, ઝઘડુશા, જગસિંહ, ભીમાશાહ, જાવડ, ભાવડ, સારંગ,** અને **ખેમાહડાલિયા** જેવા જૈન લક્ષ્મીપુત્રો પણ આજ ભારતભૂમિમાં થયા છે, કે જેમણે પોતાની લાખો નહિં, કરોડો નહિં, પરંતુ અબજોની લક્ષ્મીનો વ્યય, ભારતભૂમિનાં ભૂષણ રૂપ મ્હોટાં મ્હોટાં જિનાલયો બંધાવી આર્યાવર્તની શિલ્પકળાની રક્ષા કરવામાં, આર્યબંધુઓનું પાલન કરવામાં, પોતાના માન–મર્તબાઓને જાળવી રાખવામાં તથા મ્હોટા મ્હોટા સંઘો–વરઘોડાઓ અને જ્ઞાનનાં સાધનો પૂરાં પાડવામાં કરેલો છે, વળી ધર્મની–આર્યધર્મની રક્ષા કરવાને માટે તેઓ પોતાની લક્ષ્મી તો શું, પરન્તુ પ્યારા પ્રાણોની પણ દરકાર કરતા ન્હોતા. આવા આસ્તિક, અખૂટ ધન–લક્ષ્મીના ભોગવનારા પણ આજ આર્યભૂમિએ ઉત્પન્ન કર્યા હતા.

આ બધું શું બતાવે છે ? ભારતનું ગૌરવ ! આર્યાવર્તની ઉત્તમતા ! બીજું કંઇજ નહિં. જે ભારતમાં આવું શાન્તિનું સામ્રાજ્ય, આવી અદ્વિતીય વિદ્યાઓ, આવા દાનેશ્વરિયો, આવા જીવદયાપ્રતિપાલકો, આવી ધનસંપત્તિ, આવો આનંદ, આવી ઉદારતા, આવી વિશાળતા, આવો પ્રેમ, આવી ધર્મશીલતા, આવી વીરતા અને આવા અપ્રાપ્ય વિદ્વાનો વિદ્યમાનતા ધરાવતા હતા, તે સ્વર્ગસમાન ભારતની અત્યારે આવી સ્થિતિ ? ભારતનું ગૌરવ જૂઓ–આવી અધઃપતન અવસ્થામાં પણ અત્યારે દુનિયાની સમસ્ત પ્રજાને એકી અવાજે સ્વીકારવુ પડે છે કે, ભારતવર્ષનો પ્રબળ પ્રતાપ એક વખત અનિર્વચનીય હતો. ભારતની પ્રજામાં કુદરતી રીતેજ વીરત્વ

ઝળહળી રહ્યું હતું. અને તેનોજ એ પ્રતાપ હતો કે-ભારતીય પ્રજા 'કર્મ' અને 'ધર્મ' બન્નેમાં વીરત્વ દાખવી શકતી હતી.

આવી અપૂર્વ શાન્તિ અને ગંભીર આનંદ-સાગરમાં કલ્લોલ કરનારી ભારતીય પ્રજાને સંસારની પરિવર્તનશીલતાએ પોતાનો વિજળીની જેમ ચમત્કાર બતાવી આપ્યો. એટલે જેણે દુઃખના દિવસો દેખ્યા ન્હોતા અને જેને પોતાના આર્યત્વની રક્ષા કરવાને માટે કંઇ પણ પ્રકારના પ્રયત્નો સેવવા પડતા ન્હોતા, તે પરમશ્રદ્ધાળુ આર્ય પ્રજાપર એકાએક પઠાણોના હુમલાઓ શરૂ થયા. અમે જે સમયની સ્થિતિ બતાવવા માગીયે છીએ, તે સમયને આવવાને હજૂ વાર છે, તેટલામાં તો પઠાણોએ ભારતની લક્ષ્મીના મોહથી, પોતાની ક્રૂરતાનો ત્રાસ ભારતની સમસ્તપ્રજા ઉપર વરતાવવો શરૂ કર્યો. જે પઠાણોએ એવા સિદ્ધાન્તપૂર્વક કમર કસી હતી કે-' **કાં તો આર્યો ઇસલામી ધર્મનો સ્વીકાર કરે, નહિં તો શરીરના ટુકડા કરાવવાને માટે તૈયાર રહે,** ' તે પઠાણોએ ભારતીય પ્રજાપર કેટલો ત્રાસ વરતાવેલો હોવો જોઇએ, તેનું સહજ અનુમાન થઇ શકે તેમ છે. નિરપરાધી લાખો મનુષ્યોને મારી નાખવા, આર્યરાજાઓની જીવતાં ને જીવતા ચામડી ઉતરાવવી, શિકારની ઇચ્છા થતાં આર્યપ્રજાને ઘેરી લઇ તે ઘેરામાં આવેલાં સ્ત્રી, પુરૂષ અને બાળકોને જુદી જુદી રીતે રીબાવીને મારવા, દેવમૂર્તિયોને તોડી ટુકડા કરી તેની સાથે માંસના ટુકડા લગાડી આર્યપ્રજાને ગળે લટકાવવા. ઇત્યાદિ જુદા જુદા પઠાણ રાજાઓ તરફથી થતા ત્રાસે ભારતવર્ષમા મહાન્ કેર વરતાવી મૂકયો હતો. **બંકિમચન્દ્ર લાહિડી** પઠાણોના ત્રાસનું વર્ણન આપ્યા પછી પૃ. ૨૪ મા કહે છે.—

" पाठानदिगेर अत्याचारे भारत स्मशानावस्था प्राप्त हइल। ये साहित्यकानन नित्य नव नव कुसुमर सौन्दर्य ओ सौगन्ध्ये अमोदित थाकित, ताहाओ विशुष्क हइल। स्वदेशानुरागिता, निःस्वार्थपरता, ज्ञान ओ धर्म्म सकलइ भारत हइते अन्तर्हित हइल। समग्र देश विषाद ओ अनुत्साहेर कृष्णछायाय आवृत हइल। "

"પઠાણોના અન્યાયાચારથી ભારતવર્ષ સ્મશાનાવસ્થાને પ્રાપ્ત થયો. જે સાહિત્ય-બગીચો હમેશા નવા નવા પુષ્પોના સાન્દર્ય અને સુગંધથી પ્રફુલ્લિત રહેતો, તે પણ સુકાઇ ગયો. સ્વદેશહિતૈષિતા, નિઃસ્વાર્થપરતા, જ્ઞાન અને ધર્મ, બધુંએ ભારતથી અન્તર્હિત થઇ ગયું. આખો દેશ, વિષાદ અને અનુત્સાહની કાળી છાયામાં આવૃત થઇ ગયો."

એક તરફ ભારતવર્ષ, પઠાણોના ત્રાસથી ત્રસ્ત તો થઇજ રહ્યા હતો, તેવામા વળી ઈ. સ. ચૌદમા સૈકાની લગભગ પૂર્ણાહુતિના સમયે ભારતવર્ષની અનુપમ સુવર્ણ કીર્તિથી મધ્ય એશિયાના **સમરકંદમાં** રહેતા **તૈમૂરલિંગને** ઈર્ષ્યા ઉત્પન્ન થઇ. અને તેથી તેણે, પોતાના રાજ્યથી સંતોષ ન માનતાં ભારતવર્ષની લક્ષ્મીને પણ સ્વાધીન કરવાની લોભવૃત્તિને હૃદયમા સ્થાન આપ્યું. નિદાન, તેણે ભારતવર્ષમા આવતા જ અનેક અત્યાચાર, સતીઓના સતીત્વનું ખંડન, અગ્નિદાહ અને કત્લ વિગેરેથી ભારતવર્ષીય પ્રજાના કષ્ટોમા મ્હોટો વધારો કર્યો. ઠીક છે-'*लोभाविष्टो नरो हन्ति मातरं पितरं तथा*' જે લોભવૃત્તિ માતા-પિતાને પણ મારવાનું દુષ્કૃત્ય કરાવે. તે લોભવૃત્તિના પ્રતાપે તૈમૂરલિંગ આવો કેર વર્તાવે, એમા કઇ નવાઇ નથી કહેવાય છે કે-તૈમૂરલિંગે માત્ર **દિલ્લીમાજ** એક લાખ હિંદુઓની હત્યા કરી હતી. જો કે આ તૈમૂરના ઉપદ્રવથી પઠાણોની શક્તિને કઇક ધક્કો અવશ્ય પહોંચ્યો હતો, તોપણ તેઓએ પોતાના જાતીય સ્વભાવને તો સર્વથા છોડ્યો ન્હોતાજ અને તે અનુસાર **સિકંદર લોદીએ** દેવમંદિરો અને દેવમૂર્તિયોને નષ્ટ કરવાનું કામ ચાલુજ રાખ્યું હતુ.

આવી રીતે અનેકાનેક વિપત્તિયોમાજ ભારતવર્ષે ઇ. સ. નો પંદરમો સૈકો પસાર કર્યો. હવે આપણે સોળમી શતાબ્દીમાં પ્રવેશ કરીએ, કે જે સમયની રૂપરેખા આ પુસ્તકમા અમે બતાવવા માગીએ છીએ.

સોળમી શતાબ્દીનો પ્રારંભ થવા છતા પણ ભારતવર્ષના દુ:ખના દહાડા તો દૂર ન્હોતાજ થયા. કારણ કે મુસલમાન બાદશાહોનો ત્રાસ તેના ઉપર તેવોને તેવો કાયમજ રહ્યો હતો. આટલું છતાં પણ એમ કહેવુંજ પડશે કે ભારતવર્ષમાં 'આધ્યાત્મિક ભાવના' અને 'આર્યત્વનું અભિમાન' એ બન્ને જેવાં ને તેવા કાયમજ રહ્યાં હતાં. ભારતીય પ્રજાએ પોતાના જાતિત્વની રક્ષાને માટે લક્ષ્મીને તૃણસમાન ગણી હતી. એટલુંજ નહિ પરન્તુ પ્રાણુની પણ દરકાર કર્યા સિવાય 'ધર્મ રક્ષા' એજ મુખ્ય લક્ષ્યબિંદુ રાખ્યું હતું. આની સાથે વળી ભારતવર્ષ, ઋદ્ધિ સમૃદ્ધિએ પણ કંઇ સર્વથા હીન ન્હોતો થયો. જો કે અત્યાર સુધીમાં નવા નવા લોભાવિષ્ટ મુસલમાન બાદશાહોએ ભારતવર્ષને લૂંટી લૂંટીને પોતાના દેશો અને ઘરોને ભર્યાં હતા. દૃષ્ટાન્તમા—મહમૂદગિઝની વિગેરેની લૂટફાટો ઇતિહાસના પૃષ્ઠોમા ચોખ્ખી રીતે આલેખાએલી છે. કહેવાય છે કે—મહમૂદગિઝનીએ ઇ. સ. ૧૦૧૪ મા જ્યારે કાગડા (કે જેને પહેલાં નગરકોટ અથવા ભીમનગર કહેતા) નો કિલ્લો કબજે કર્યો, ત્યારે તેને અપાર સંપત્તિ મળી હતી. જેમા એક **ચાંદીનો બંગલો** પણ હતો. આ બંગલાની લંબાઇ ૬૦ ફીટ અને પહોળાઇ ૪૫ ફીટ હતી. તેને વાળીને ફાવે ત્યા ઉભો કરી શકાય તેવો તે હતો.

આ તો એક દૃષ્ટાન્ત માત્ર છે. આવા અનેક બાદશાહોએ ભારતવર્ષને લૂંટી લૂંટી પાયમાલ કરવાની—ખાલી કરવાની ચેષ્ટાઓ કરી હતી, છતાં ભારતવર્ષને માટે તો કાનખજૂરાના ઘણા પગોમાંથી એક પગ ટૂટયા જેવુંજ, બલ્કે, સમુદ્રમાંથી એક બિંદુ ઓછું થયા જેવુંજ હતું. અતઃ ભારતવર્ષની ઋદ્ધિ—સમૃદ્ધિના ગૌરવમાં કાંઇ વિશેષ ઘટાડો ન્હોતો થયો, એમ કહિયે તો ચાલે સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો વર્તમાન સમયની અપેક્ષાએ તે વખતની ( સોળમા સૈકાની ) જાહોજલાલી કોઇ ઓરજ પ્રકારની હતી. આખા ભારતવર્ષની વાતને તો બાજૂ ઉપર મૂકીએ, પરન્તુ એકલા ગુજરાતમા **ખંભાત, પાટણ, પાલ્હણપુર** અને **સૂરત** વિગેરે શહેરો **એવી**

તો અસાધારણ ઉન્નતાવસ્થા ભોગવતાં હતાં, કે જેનું વર્ણન આ કલમથી થવું અસંભવિત નહિ, તો કઠિન અવશ્ય કહી શકાય. જે ખંભાતને અત્યારે નિસ્તેજ અને નિરૂદ્યમી દેખીએ છીએ, તે ખંભાત તે વખતનું સમૃદ્ધિશાલી શહેર હતુ. તેના બારામા ઇરાન અને એવા દૂરદેશાન્તરોથી આવેલાં વિશાળ વહાણોની ગગનસ્પર્શી ધ્વજાઓ જ્યારે ને ત્યારે જોવામાં આવતી હતી. જે પાટણનિવાવાસિયોને અત્યારે દૂર દેશાન્તરોમા જઇ નોકરી વિગેરેથી પોતાનો નિર્વાહ ચલાવવાની ફરજ પડી છે, તેજ પાટણના વાસિયો લાખોની નહિ, બલ્કે કરોડોની ઉથલપાથલો પોતાને ઘેર બેઠે કરતા હતા. પેલું સાધારણ શહેર ગણાતું પાહ્લણપુર, તે વખતે વિશાળ અને જાહોજલાલી ધરાવતું શહેર હતું. આવાં આવાં કેટલાંએ નગરો હતાં, કે જેના લીધે સોળમા સૈકામા પણ ગુજરાતજ નહિ, પરન્તુ ભારતવર્ષ ગૌરવશાલી ગણાતું હતું. આટલું છતાં પણ, અમે પુનઃ પણ કહીશું કે–ગુજરાતને તો શું ? આખા ભારતવર્ષને સુખે રોટલો ખાવાનો તો વખત હજુ સુધી ન્હોતોજ આવ્યો. દેશની અશાન્તિ હજુ દૂર ન્હોતીજ થઇ. ભારતની મનોમોહક લક્ષ્મીદેવી, વિદેશી મુસલમાનોને એક પછી એક લલચાવતીજ રહી હતી. એક તરફ ભારતવર્ષમા ઠેકાણે ઠેકાણે આધિપત્ય ભોગવનારા પઠાણોનો જુલ્મ હજુ શાન્ત પડ્યોએ ન્હોતો, તેટલામાં વળી હમણાજ ત્રાસ વર્તાવી ગયેલા પેલા તૈમૂરના એક વંશધર બાબરનું ચિત્ત આ તરફ આકર્ષાયું. તેણે એકાએક કાબુલનો માર્ગ હાથ ધરીને ભારતવર્ષમાં પ્રવેશ કર્યો. એટલુંજ નહિ પરન્તુ, તેણે અને તેના પુત્ર હુમાયુને વારંવાર હુમલાઓ કરીને ભારતીય પ્રજાને ખૂબ લૂટી, રંજાડી અને પાયમાલ કરી. છેવટે–તેણે શ્રાપભૂત પેલા પઠાણોનો પણ પરાજય કરી પોતાનો યથાયોગ્ય અધિકાર ભારત પર જમાવી દીધો.

બાબરના રાજ્યકાળમાં પણ ભારત તો હતભાગ્યનું હતભાગ્યજ રહ્યું હતું. દેશમાં જરાએ શાન્તિ હતી નહિ. એક તો ફતેપુર–સીકરી તરફ મોગલો અને રાજપૂતોનું ઘોર યુદ્ધ ચાલતું, બીજું

સર્વત્ર લગભગ અરાજકતાના પરિણામે ખૂબ લૂટફાટો થતી, ત્રીજું જુદા જુદા પ્રાન્તોના અધિકારી સૂબાઓ પોતપોતાના પ્રાન્તોની પ્રજાને ખૂબ રંજાડતા, ચોથું તીર્થયાત્રા માટે નિકળનારા યાત્રાળુઓ પાસેથી લેવાતો 'કર' અને 'જીજીયાવેરો' જેવા મ્હોટા મ્હોટા જુલમી કરો પ્રજાને પાયમાલ કરી નાખનારા તો ઉભાજ હતા. અને પાંચમું સામાન્ય ગુન્હેગારોના પણ હાથ પગ વિગેરે અવયવો કાપી લેવાની અને ડગલે ને પગલે દેહાન્તદંડની તેમજ એવી બીજી બીજી ક્રૂર સજાઓનો ત્રાસ તો વળી કોઇ ઓરજ પ્રકારનો હતો. આવી રીતે ચારે તરફથી ભયંકર ત્રાસોના દિવસો ગુજારતી પ્રજા સુખે નિદ્રા લે, અથવા સુખે રોટલા ખાય, એ કલ્પનામાંએ કેમ આવી શકે ? હજારો કોશો ઉપર ચાલતા યુદ્ધનો અસાધારણ પ્રભાવ અહિં બેઠા પડે છે, અર્થાત્ ન્હાના કે મ્હોટા, ગરીબ કે તવંગર, રાજા કે પ્રજા--દરેકના ઉપર તેની અસર પહોંચે છે, તો પછી જેની આંખો આગળ ભયંકર યુદ્ધો ચાલી રહ્યા હોય, અને મહાન્ ત્રાસો વરતાઇ રહ્યા હોય, એવી પ્રજા કષ્ટમાં દિવસો ગુજારે, સુખે નિદ્રા ન લે, રાત દિવસ તેમનાં હૃદયો કંપાયમાન રહે, તો તેમાં નવાઇ જેવું જ શું છે ? કહેવું જોઇએ કે– લગભગ ઇ. સ. ના સોળમા શતકના પ્રારંભનાં ચાલીસ વર્ષો સુધી, બલ્કે તે પછી પણ કેટલાક સમય સુધી ભારતવર્ષના જુદા જુદા વિભાગોમાં મ્હોટી મ્હોટી લડાઇઓ અને લૂટફાટો ચાલતીજ રહી હતી. અને તેથી લોકોને પોતાના જાન–માલની રક્ષા કરવાનું કાર્ય ઘણું કઠિન થઇ પડ્યું હતું.

અમે જે 'જીજીયાવેરા'નું નામ ઉપર લઇ ગયા છીએ, તે જીજીયાવેરાના સંબન્ધમાં કેટલાક વિદ્વાનોનો મત છે, કે--આ કર ભારતીય પ્રજા ઉપર ઇ. સ. ના આઠમા સૈકામાં મુસલમાન **કાસિમે** દાખલ કર્યો હતો. તેણે પ્રથમ તો આર્ય પ્રજાને ઇસલામ ધર્મ સ્વીકારવા માટે ફરજ પાડી હતી. આર્ય પ્રજાએ તે વખતે અગટ ધનસમ્પત્તિ આપીને પણ પોતાના ધર્મની રક્ષા કરી હતી. આ ધર્મના બચાવ માટે અપાતી રકમને '**જીજીયાવેરો**' કહે-

વામાં આવતો, તે પછી ધીરે ધીરે ત્યાં સુધી ઠરાવવામાં આવ્યું હતું કે–' **આર્ય લોકો ખાતાં પીતાં જે કંઇ મિલકત બચાવે, તે બધી મિલકત ' જીજીયાવેરા ' રૂપે ખજાનામાં આપી દેવી.** ' ફિરસ્તાના શબ્દોમાં કહીએ તો " **મૃત્યુતુલ્ય દંડ આપવો એજ જીજીઆવેરાનો મુખ્ય ઉદ્દેશ હતો.** " આવો દંડ આપીને પણ આર્યપ્રજાએ પોતાના ધર્મની રક્ષા કરી હતી. આવો તદ્દન અસહ્ય જીજીયાવેરો થોડો વખત ચાલી બંધ થઇ જવા પામ્યો હતો, એમ પણ ન્હોતું. **ખલીફ ઉમરે** આ જીજીયાવેરાને ત્રણ વિભાગોમાં મુકરર કર્યો હતો. મનુષ્ય દીઠ વાર્ષિક ૪૮–૨૪ અને ૧૨ **દરહામ.** ( ' દરહામ ' એ તે વખતના નાણા વિશેષનું નામ છે) ઇ. સ. ના ચૌદમા અને પંદરમા સૈકામાં પણ **ફીરોજશાહ તુગલકે** ધનવાન ગણાતા ગૃહસ્થના ઘરમાં જેટલાં ઉમર લાયક મનુષ્યો હોય, તે દરેક મનુષ્ય દીઠ વાર્ષિક ૪૦, સામાન્ય સંપત્તિવાળા ગૃહસ્થ પાસેથી મનુષ્ય દીઠ ૨૦, અને દરિદ્રી પાસેથી મનુષ્ય દીઠ ૧૦ **ટાંક** '**જીજીયાવેરા** ' રૂપે લેવાનું ઠરાવ્યું હતું. ત્યાથી આગળ વધીને તપાસીયે તો આપણા પ્રસ્તુતકાળમા એટલે સોળમા સૈકામાં પણ આ **જીજીયાવેરો** હયાત હતો

સંક્ષેપમાં કહિએ તો ભારતવર્ષની રાષ્ટ્રીયસ્થિતિ ભયંકર હતી. તેમાં ખાસ કરીને અમે જે પ્રાન્તને માટે આ પુસ્તકમાં વિશેષે કરીને કહેવા માગીએ છીએ, તે–ગુજરાત પ્રાતની સ્થિતિ તો ઘણી જ ભયંકર હતી. ગુજરાતના સૂબાઓની નાદરશાહી ગુજરાતની પ્રજાને વધારે દુઃખદાયક થતી હતી. મરજી મૂજબ દંડ, મરજી મૂજબ સજા, મરજી મૂજબ કર અને નહિ જેવી બાબતોમાં પણ પ્રજાની ધડપકડથી ગુજરાતની પ્રજા ઘણીજ ત્રસ્ત થઇ રહી હતી. આ સમયમા એકી અવાજે એકી નજરે રાષ્ટ્રીય સ્થિતિને સુધારનાર કોઇ મહાન પ્રતાપી પુરૂષની–સમ્રાટ્ની ગુજરાતનીજ નહિં, પરન્તુ ભારતવર્ષની સમસ્ત પ્રજા તરફથી પ્રતીક્ષા થઇ રહી હતી. તમામ આર્યપ્રજા એકી અવાજે પોત–પોતાના ઇષ્ટદેવોને દિવસ અને

